# ઢોલ

આદિવાસી બોલીનું સામયિક

મુખ્ય સંપાદક : અરુણા જોશી
કુંકણા આવૃત્તિના સંપાદક : ડાહ્યાભાઈ વાઢુ
ધીરુભાઈ પટેલ

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

ઢોલ : આદિવાસી બોલીનું સામયિક
કુંકણા : અંક ૨ : ઓગસ્ટ ૧૯૯૮

પ્રકાશક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬, યુનાઇટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે
વડોદરા ૩૯૦ ૦૦૭

મુદ્રક
મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી મુદ્રણાલય
રાજમહેલ માર્ગ, વડોદરા ૩૯૦ ૦૦૧

મુખપૃષ્ઠ છાયાચિત્ર
જ્યોતિ ભટ્ટ

ગ્રાફિક્સ
ચકધર સાસવડે, કનુભાઈ બ્રહ્મભટ્ટ

લવાજમ : પ્રતિ અંક રૂ. ૨૫/-, વાર્ષિક રૂ.૫૦/- (ટપાલ ખર્ચ સાથે)



# અનુક્રમણિકા

# અક્ષર માંડતાં...

પ્રિય વાંચનાર,

'ઢોલ'ના દુસરા અંકના માધ્યમથી આમું ફીરી તુમને હારીં ગોઠીલા આનાં હાંવ. 'ઢોલ'ના પહેલા અંકલા બધેજ આવકાર જડનેલ આહા. આમું ઈસી રીતે જ વાંચનારને હૃદય સુધી પહોંચુલા માંગજો હોન. 'ઢોલ'ના દરેક અંક સાચવી રાખવા જીસા હન દરેક રીતે વાંચનારલા ઉપયોગી હુઈ પડે ઈસા આંમના પ્રયત્ન આહા. યો અંક 'વનસીવિદ્યા વિશેષાંક' તરીકે આમું પ્રગટ કીયેલ આહા. જન્મથી મરણ સુધી ઝાડ આપાલા ઉપયોગી હુયેહ. તેની 'વનસી' આપલાં વડલાં વાપરત, આજું પણ વાપરતાં હાંત. કેટલીક ઘર આંગણાનીં વનસી આપલે રોજ હેરજોહોન છતાં આપાલા તેના વિશે ખબર નીં રહે. ઈસી વનસી વિશે માહિતી દેવલા પ્રયત્ન કરવામાં આનેલ આહા.

આપલે આઝાદ દેશના નાગરિક આહાંવ. બંધારણનીં આપાલા, દરેક નાગરિકલા સમાન હક્ક દીધેલ આહા. આપાલા, આદિવાસીલા કેટલાક વિશેષ અધિકાર દેવલા બંધારણમાં ભલામણ કિયેલ આહા. આપલે ગરીબ આહાંવ, શિક્ષણમાં આપણેં બુહું પાછળ આહાંવ. આપલી પરિસ્થિતિ ના કેટલાંક લોક લાભ લી જાતાં હાંત અન આપાલાં દબાવવામાં એહે, આપલે હિતના નુકશાન કરવામાં એહે. બંધારણમાં હન, કાયદાકીય રીતે મૂળભૂત માનવહક્ક વિશે તથા આદિવાસી તરીકે આપાલા દેવામાં આનેલ વિશિષ્ટ હક્ક વિશે કાયદાકીય નિષ્ણાત મિત્રોહીં અઠ માહિતી દીધેલ આહા. દરેક માનસાહને ઈસી પાયાની માહિતી જણાવાંજ જોઈજે. જેથી આપલે આપલા હક્કપ્રત્યેય જાગૃત બની શકજોન ઉપરાંત દુસરાલા હી માર્ગદર્શન દી શકજોન.

કુંકણાની સંસ્કૃતિ દરેક રીતે અલગ આહા. આપલે ગોઠી, આપલાં ગીત-ગાનાં, આપલાં દેવાં, દેવકથા વગેરે ખૂબજ શિષ્ટ સાહિત્ય આહા. લગીંન એટલે મંગળપ્રસંગ. લગીંન વખતે બધાલાજ હોંશ રહ હે. લગીંન વખતનાં ગાનાં આપલે સમાજની આરસી આહા. લગીંનનાં ગાનાં આતાં ભૂલાયત જાતાં હાંત. લગીંનના ગાનાને બદલે પિક્ચરનાં ગાયન તરફ લોકાં વળનાં હાંત. નવાં અપનાંવવાં જોઈજ, પણ આપલી પરંપરા પણ સાચવુલા પડીલ. અઠે લગીંનનાં ગાનાં પણ દીધેલ આહાત. લગીંનના ગાનાંની કેસેટ તૈયાર કરુલા એક વિચાર આહા. જેથી આપલાં ગાનાં સચવાઈ પણ રહત હન આઈકી પણ શકાયત.

આદિવાસી વિસ્તારમાં શાસન આદિવાસી લોકાંની બનેલ ગ્રામસભા જ કર ઈસી એક ભલામણ ડિસેમ્બર ૧૯૯૭ માં કેન્દ્ર સરકારલા, ભૂરીયા સમિતિનીં કિયેલ હતી. તેના વિશે પણ ચર્ચા એ અંકમાં કિયેલ આહા. આપલે દુસરે રાજ્યને આદિવાસીને પ્રમાણમાં શિક્ષિત આહાંવ, સ્થિર આહાંવ. તરી પણ વિકસીત સમાજ કરતાં ત બુહું માગાં આહાંવ. આપલા સમાજના અડધા કરતાં મોઠા વર્ગ આજું પણ ગરીબ આહા, શિક્ષણમાં પણ તો વર્ગ પાછળ આહા. શિક્ષણ એક પાયાની વસ્તુ આહા. વિકાસની યોજનાઓ વિશે, સરકારી લાભો વિશે જાણકારી મોઠા ભાગને લોકામાં નીં મીળે. આપણેં થોડાક આગળ આના હાંવ. આપલેજ સમાજના પાછળ રહેલ વર્ગ પ્રત્યેય આપણેં મદદ રૂપ બનું ઈસી ભાવના દરેકલ રાખુલા પડીલ. ઈસી ભાવના કોઈ આપાવર લાવે તેને કરતાં આપણે દરેક્ની સ્વૈચ્છિક તૈયારી રાખુલા જોઈજે. તુમીં એક વખત ઈસાં કામ કરી હેરા, લોકાંમાં તુમનાં માન હન આદર વધીલ, તુમાંલા પણ કોઈનાં ભલાં હુયનાં ઈસાં જાણી સંતોષ હુઈલ. સમાજ પ્રત્યેયની દરેકની ઈ નૈતિક ફરજ આહા.

આદિવાસી એટલે નાગાભોગા, ગંદા ગોબરા, કંદમૂળ ખાનારા, અભણ, અજ્ઞાન, અબુધ ઈસી બધી માન્યતા દુસરે લોકાંહને મનમાં રહ હ. શિક્ષણ વધતાં આપાલા હેરુલાની દષ્ટિ બદલાયનીહી ખરી. પહેલાં આપલે લોકાહલા 'ડોંગરે, ભૂસ્કાં' જીસા શબ્દથી બોલવનાર માનસોં આજ આપલા થોડા ઘણાં માન દી હન બોલવતાહાંત-તીં આપણે શિક્ષણને કારણે, પ્રગતિના કારણે. છતાં પણ કેટલાંક લોક આજું પણ આપલે લોકાંહની નબળાઈ હન મદદરૂપ હુયુલાની ભાવનાના લાભ ઉઠાવતા હાત. એ સંદર્ભમાં શ્રી ચાંમુલાલ રાઠવાની એક મરાઠી કવિતા યાદ યેહે. માલા શબ્દે શબ્દ ત યાદ નીં મીળત, આઠવં કરી હન લીખીહી - તેના શબ્દ કાંહી ઈસા હતાત.

આદિવાસી,<br>
યો શબ્દ તે ઈસી રીતે સાંગતા હાત કા<br>
જીસાં તો કોઈ મોઠે રોગનાં નાંવ હવાં.<br>
(આતાં ત દરેક મોઠલે રોગની પણ દવા જડે હ)<br>
તો શબ્દ આઈકી હન ઈસી રીતે હેરી રહતા હાત,<br>
જીસાં તેહીં આકાશમાં ઉડતી રકાબી દેખી હવી.<br>
એથી ઉલ્ટાં,<br>
સરકારી કચેરીને લોકાંહલા<br>
યો શબ્દ મઘાળ લાગહ !<br>
કારણ ?<br>
થોડાક જ દાબાશ ત તેમાંસુન મધ ટપકહ<br>
હન તેલા મન ફાવં તીસાં પીળી શકાય જહ.<br>
અન બિચારા શબ્દ !<br>
એવ તેવ ઠોકાય જહ, પીળાય જહ.<br>
પણ આતાં થાંબા,<br>
ચાલા, આમું ખુદ તુંમાલા<br>
આદિવાસી શબ્દના ખરા અર્થ દાખવજો હન.

આમું 'ઢોલ'ના પહેલા અંકમાં જ સાંગેલ આહા કા, 'ઢોલ'ના ઉદેશ ભાષા બચાવુલા, આપલી પરંપરા જાળવુલા, વર્તમાન સમયની પ્રગતિ હારીં પણ કદમ મીળવી ચાલુલા-લોકાંમાં જાગૃતિ લીયુલા તીં આહા. આમાલા તુંમને પાસીં પણ અમુક અપેક્ષા રહ હ. 'ઢોલ'ના વાચક વર્ગ વધં તે માટે તુંમની મદદની અપેક્ષા આહા.

આમું 'ઢોલ'ના વાર્ષિક લવાજમ રૂ. ૫૦/- નક્કી કિયેલ આહા. આપણી ભાષા હન સંસ્કૃતિના પ્રચાર કરતા મેગેઝીન માટે રૂ.૫૦/- કોઈ પણ માણસને ગજવાલા ભારીં પડં તુલી મોઠી રકમ નીં મીળ. ગામ દીઠ પાંચજ ગ્રાહક રહત તો પણ ગ્રાહકોની સંખ્યા હજારોમાં હુઈલ. દરેક જણ ગંભિરતાથી વિચારી આમને કામમાં સહયોગ દિલ ઈસી આમાલા શ્રધ્ધા આહા.

ડાહ્યાભાઈ વાઢુ<br>
સ્ટેટ બેંક ઓફ ઈન્ડિયા, આહવા શાખા<br>
આહવા (ડાંગ)

# ભાષા કેન્દ્ર

ગણેશ દેવી

આદિવાસીની સંસ્કૃતિ હન સમાજના પરિચય મેળવુલાના હેતુથી વડોદરામાં ભાષા કેન્દ્રની સ્થાપના કરવામાં આનેલ આહા. સ્થાપના પછી સંસ્થાની કામગીરીમાં સામેલ હુયુલા થોડાક ઉત્સાહી યુવાનલોક આગળ આનાત. છોટાઉદેપુરના શ્રી સુભાષ ઇસાઇ અંગ્રેજીના પ્રાધ્યાપક આહા. ડાંગ જિલ્લાના આહવામાં આનેલ સ્ટેટ બેંક ઓફ ઇન્ડિયામાં કામ કરતા શ્રી ડાહ્યાભાઈ વાઢુ કુંકણા આદિવાસીઓની સંસ્કૃતિના ખૂબજ ઊંડા અભ્યાસુ આહા. રાડી કલમ ગામના શ્રી સુભાષ પાવરા પાવરા સમાજના ઇતિહાસમાં રસ ધરાવેહ઼. શ્રી ચામુલાલ રાઠવા પોતે કવિતા લખે હ઼, ઉપરાંત દેહવાલી ભીલ સમાજના બુહુ ચિવટથી અભ્યાસ કરે હ઼. યે બધા યુવાન કામ કરુલા ભેગા મીળનાત તી જ મોઠી સિદ્ધિ હતી. કેન્દ્રના એકદમ શરુઆતના ગાળામાં શ્રી કાનજી પટેલ (લુણવાડા), ડૉ. ભરત નાયક (મુંબઇ), ડૉ. ભગવાનદાસ પટેલ (ખેડબ્રહ્મા) જીસા ગુજરાતી સાહિત્યજગતના મિત્રોના સહકાર મીળના. મરાઠી સાહિત્યના કવિ શ્રી વસંત ઢહકે, શ્રી અરુણ કોલાટકર હન શ્રી દિલીપ ચિત્રે ની પણ ઘણા સહકાર દીધા. ધીરેધીરે ભારતના દુસરે રાજયમાંથી પણ સહકાર જડના. પ્રસિધ્ધ ચિત્રકાર શ્રી કે. જી. સુબ્રમણિયન, નવલકથાકાર શ્રીમતી મહાશ્વેતા દેવી, નાટ્યકાર શ્રી વિજય તેંડુલકર, કવિશ્રી ચંદ્રશેખર તેવાની-પણ વખતોવખત માર્ગદર્શન પુરાં પાડાં. સૌથી મહત્વની ગોઠ તેં ઇ કા વડોદરા ના મિત્ર શ્રી ભુપેન ખખ્ખર, પ્રા. જ્યોતિ ભટ્ટ, ડૉ. રવિકાંત જોશીની દરેક કામમાં સાથ દેવલાની શરુઆત કી. એ બધાની મહેનત એટલે ભાષા કેન્દ્ર. ગયા વર્ષે એપ્રિલ મહિનામાં ડાંગ જિલ્લાના સાપુતારામાં આમું બધા ગોળા હુયલેં.તઠે 'ઢોલ' નાંવનાં આદિવાસી ભાષાનાં સામયિક ચાલુ કરુલા નક્કી કેં. ઇ.સ. ૧૯૯૭ના મેથી ઇ.સ. ૧૯૯૮ના માર્ચ મહિના સુધીમાં રાઠવી, કુંકણા, દેહવાલી ભીલી હન પાવરા જીસી ચેર ભાષામાં નમુનાના અંક પ્રસિધ્ધ કરુલા નક્કી કે. મગં, ઇ.સ. ૧૯૯૮થી શક્ય તુલી આદિવાસી ભાષામાં દર વરીસ દોન અંક પ્રગટ કરુલા નક્કી હુયનાં. તે મુજબ રાઠવી ભાષાના અંક પ્રગટ કેં. પ્રકાશન સમારંભ સાદા છતાંય સુંદર હતા. મુખ્ય મહેમાનમાં છોટાઉદેપુરના મહારાજા વિરેન્દ્રસિંહ ચૌહાણ હતા. તે પછી ડિસેમ્બર-૯૭માં ઇંગ્લેન્ડના પ્રસિધ્ધ ભાષાશાસ્ત્રી ડૉ. ડેવીડ ડાલ્બી ભાષા કેન્દ્રમાં સંશોધન માટે આનેલ તેને હાથીં ડાંગ જિલ્લાના મોરઝીરા ગામમાં, પૂનમના ચંદ્રપ્રકાશમાં શ્રી ડાહ્યાભાઈ વાઢુની તૈયાર કરેલ કુંકણા ભાષાનાં 'ઢોલ' ના અંક પ્રગટ કે. ૧૪મી માર્ચ ૧૯૯૮ના દિસીં ભાષા કેન્દ્રના વેરીયર એલ્વીન વ્યાખ્યાનમાળામાં વકતા તરીકે આનેલ શ્રીમતી મહાશ્વેતા દેવીના હસ્તે શ્રી સુભાષ પાવરાની તૈયાર કરેલા પાવરા ભાષાના અંક હન શ્રી ચામુલાલ રાઠવાની તૈયાર કરેલ દેહવાલીના અંક પ્રગટ કેત. સાપુતારામાં નક્કી હુયનેલ તે મુજબ એ ચેર ભાષામાં ઢોલ પ્રગટ હુયનાં. પેપરોમાં લખાણ આનાં, વાંચનારના કાગળ આનાત. ઇ ત શરુઆત આહા. આવતા વરીસહુન ઢોલની ઓછામાં ઓછી વીસ આદિવાસી ભાષામાં પ્રગટ કરુલાનાં આયોજન આહા. તે પૈકી ભાંતુ ડુંગરી ભીલની બોલી, પંચમહાલની બોલી તેમજ આહિરાણી, વારલી ભાષાના અંક તૈયાર આહાત.

ઈ બધી મથામણ કરુલા પાછળના હેતુ એક જ તો ઓ કા શહેરીકરણને ઘુગામાં આપલી દેશી પરંપરા તથા આદિવાસી સંસ્કૃતિ નષ્ટ હુયેંત જાહા તેલા બન તેટલી બચાવુલા. જૅ ઈં કામ નીં કરી શકનાંવ, તૅ એક સમૃધ્ધ સંસ્કૃતિના વારસા ગુમાઈ જાલ. હન માગુન તેલા માત્ર યાદ કરુલા જ રહીલ. ઢોલ દ્વારા એ કામગીરીલા થોડી ઘણી મદદ જડીલ.કોઇ પણ સામયિકનાં પ્રકાશન ખૂબ જ મહેનત માંગી લેહે. તેમાં પણ ઈં સામયિક તૅ લીપી વગરની આદિવાસી ભાષાનાં આહા. તે માટે યોગ્ય લીપી નક્કી કરુલા, સામયિકનાં યોગ્ય વિતરણ કરુલા, - ઈં બધી કામગીરી બુહુ અઘરી આહા. ભાષા કેન્દ્રની એની આગેવાની લીયેલ આહા. માને યુવાન હન ઉત્સાહી કાર્યકરમાં માલા પુરા ભરોસા આહા. શ્રીમતી અરુણા જોશીની બુહુ મહેનત કરીને ઢોલના સંપાદનની ભારે જવાબદારી ખૂબજ યશસ્વીરીતે સંભાળી લીધેલ આહા. ડૉ. અજય દાંડેકર, શ્રી કાનજી પટેલ હન ડૉ. ભગવાનદાસ પટેલની ઢોલની કામગીરીમાં હૃદયપૂર્વક સહકાર દીધેલ આહા. હન તેથી જ ઈ કામગીરી ખૂબજ સફળ રહીલ ઇસી માલા શ્રધ્ધા આહા.

ભાષા કેન્દ્ર માત્ર વડોદરા કા તેજગઢ સ્થળે કામ કરનાર એક સંસ્થા નીં મીળૅ, ઈં સરકારી ખાતાં પણ નીં મીળૅ, ભાષા કેન્દ્રલા સરકારી પૈસાની મદદ પણ નીં જડૅ, પણ માંની દ્રષ્ટિથી ત, ભારતભરના અગણિત એવા કાર્યકરના મનમાં આદિવાસી પ્રજાને માટે મનમાં જીં હેત આહા, જી લાગણી આહા, તીં જ હન તઠૅ તઠૅ ભાષા કેન્દ્ર આહા.ઈં કેન્દ્ર એક નવા વિચાર આહા. નવી ચળવળ આહા. ઢોલના સંપાદક, તેમાં લખનારા, તેલા વાંચનાર બધાજ યે ચળવળના કાર્યકર્તા આહાત. એ બધાજ કાર્યકર્તાના સંઘ તીં જ ભાષા કેન્દ્ર હન. ઢોલ તીં બધાનાં મનોગત.

# વન, વનસી હન આપણેં

સંકલન : ડાહ્યાભાઈ વાઢુ

*કુદરતનીં ધરતી બનાવી, માનસાં, ઢોર - ઢાંકર બનાવાંત, ઝાડ પાનાં બનાવાંત. આખી ધરતી હરીભરી બનાવી. માનસાં માનસાંની જીગુલા રીત અલગ અલગ રહૅ હૅ. ખાવલા પેવલાની રીત અલગ અલગ રહૅ હૅ.*

*આપલે કુદરતને ખોળામાં, ડોંગર હન ઝાડીવાળે વિસ્તારમાં રહજો હોન. આપલે વડીલ લોકાંહીં જંગલની ઝાડી ખુંદી ઝાડ, છોડ હન વેલના ગુણ જાનાત. કીને ઝાડ, છોડ હન વેલના પાન, છાલ, મૂળાં કા કાંદ, ફૂલાં હન ફળ દવાને કામમાં વેતી તીં જાનાં. આપલે તેલા 'વનસી' સાંગજો હોન. આપલે ઘરને વાડામાં, ઝાડીમાં, જંગલમાં જાત જાતનાં ઝાડાં, છોડ હન વેલ આહાત. આપલે તેના ગુણ નીં જાણજોન તેથી તેના ઉપયોગ 'વનસી' તરીકે નીં કરી શકજોન.*

*અઠૅ કેટલીક 'વનસી' વિશે માહિતી દીધેલ આહા. 'વનસી' ના ઉપયોગ કરતાં પહેલાં અમુક ગોઠ જાણી લેવા ખૂબજ જરૂરી આહા. કોઈ પણ રોગ, કોઈ પણ તકલીફ આપલી બેદરકારીને કારણે હુયૅ હૅ. રોગમાં પરેજી વચુલા ખાસ જરુરી રહૅહૅ. પરેજીનાં પાલન હુયૅ ત વનસી કા દવાની પણ જરૂર નીં પડૅ, ને જો પરેજી નીં પાળવામાં વે ત ગમે તુલી 'વનસી' કરૅ પણ તેના ફાયદા નીં જડૅ. અઠ દીધેલ વનસીની માહિતી જુદા જુદા વિસ્તારના ભગત પાસેથી, આયુર્વેદના જુદા જુદા ચોપડામાંસુન લીધેલ આહા.*

## અંડા (દિવેલી, એરંડો)

જેલા આપણેં નકામી ગણી તે તરફ હેરજોંન પણ નીંહીં તીસા છોડ બુહું ઉપયોગી રહતા હાત. અંડા ઈસા જ એક છોડ આહા. અંડાને બી માસુન દિવેલ નીંઘ હૅ.

૧. એક ભાગ દિવેલમાં દોન ભાગ મધ મેળવી એક એક ચમચી સકાળ અળચૅ પીધાથી દમને રોગમાં રાહત રહૅ હૅ.
૨. અંડાને પાનાના રસમાં પા ભાગ જુલાં પાણી મેળવી તીં પાણીં પાન લાગનેલ હવાં તેલા પાજુલા. તેનાથી ઉલ્ટી હુઈલ. ઉલ્ટી વાટે ઝેર નીંઘુલાની શક્યતા રહ હ. (દુસરી બેસ સારવાર જડૅ તાંવ લગી જ યો ઉપચાર કરુલા)
૩. ગુમડાવર અંડાનાં મૂળાં ઘસી ઘી કા તેલમાં ગરમ કરી લેપ કરુલા.
૪. વાંચલે પોશાનાં ગળાં પડનાંવાં તૅ તેને તાળાવર અંડાનાં પાન ઘી લગાવી થવુલા.
૫. ગરમ પાણીમાં થોડાંક દિવેલ ટાકી પાજવાથી પોટમાંસલા જત મરી જાતા હાત.
૬. ઈંચુ ચાવનેલ હવા તૅ અંડાને પાનાના રસ જઠૅ ઈંચુ ચાવનેલ હવા તેને વિરુધ્ધને કાનમાં ટાકુલા.
૭. અંડાનાં હન પોળસાનાં મૂળાં ચોખ્ખે પાણીમાં ઘવી ઘસી ઘોઘીવર લગાવવાથી ઘોઘીવરલા

સુજામાં ફાયદા હુયે હૅ.

૮. કમળા હુઇનેલ હવા તઁ, અંડાની છાલ ગાયને તાજે દૂધમાં ભેળવી પાજુલા. (મોળાં ખાવલા પરેજી પાળુલા.)

૯. ઘાવણીં બાયકોનાં બુબુમાં કોઇ વખત ગાંઠ હુયે હૅ, તઠૅ અંડાના પાન બાંધવાથી ગાંઠ વગળી જાહા. ઘાવણ બેસ યેહે. બુબુમાં ચીરા પડનેલ હવા તઠ દિવેલ લગાવવાથી ચીરા ફીટી જાતા હાત.

## અર્જુન સાદડ

અર્જુન સાદડામાં હાડકાં સાંધુના ખાસ ગુણ આહા.

૧. અર્જુન સાદડની છાલનાં ચૂર્ણ દૂધમાં પાજુલા. તેથી મોચ હન હાડુક મુડનેલ હવાં ત ફાયદા હુયે હૅ. છાલ કુટીની તઠૅ બાંધુલા.

૨. અર્જુન સાદડની છાલનાં ચૂર્ણ ઘઉને રવામાં ટાકી ગાયને ઘીમાં રવા બનાવી ખાવાથી છાંતીના દુ:ખાવામાં ફાયદા હુયે હૅ. (હૃદય રોગ) ખાંડને બદલે સાકર ટાકુલા.

૩. અર્જુન સાદડની છાલ ઉકાળી તે પાણેવાહાર જખમ ઘવુલા. તેથી જખમ જલ્દી ફીટે હૅ. ભુજલાયનેલ હવાં તેમાં પણ ફાયદા હુયે હૅ.

૪. અર્જુન સાદડની છાલ કુટી દૂધમાં મેળવી તીં ટોંડવર લગાવુલા. તેનાથી ટોંડવરના ખીલ બેસ હુયતા હાત.

## આંબા

૧. આંબાને વાળેલ પાનાની ઇડી બનાવી પીવાથી, હન આંબાની કોઇનાં ચૂર્ણ મધમાં પીવાથી હરસ - મસામાં ફાયદા હુયે હૅ.

૨. આંબાના મોઉર દિવેલમાં કુટી તીં દિવેલ ગરમ કરી ઠંડા પાડી, ગાળીની દુ:ખતા કાનમાં ઉતારવાથી ફાયદા હુયે હૅ.

૩. આંબાના મોઉર દહિંમાં કુટી પીવાથી કોલેરામાં ફાયદા હુયે હૅ.

## આગ્યાના છોડ

૧. આગ્યાના પાલાના રસ લાગનેલ હવાં તઠ લગાવવાથી લોહીં બંધ હુયે હૅ હન ઘા જલ્દી ફીટે હૅ.

૨. આગ્યાના પાલા લી હન તો બાળી રાખાડી કરુલા. તી રાખાડી કોપરેલમાં કાલવી ખાજ-ખુજલીવર લગાવુલા. તેથી ખાજ-ખુજલી મટે હૅ.

## આંવળાં (આમળાં)

૧. રક્તપિત્તને રોગમાં વાળેલ આંવળાનાં ચૂર્ણ તેલમાં તળી સાકરમાં ભેળવી સકાળ-એળચને ફાકાટી જાવલાથી ફાયદા હુયે હૅ.

૨. વાળેલ આંવળાંનાં ચૂર્ણમાં દ્રાક્ષ ટાકી કુટી કાહાડુલા. તેમાં ઘી ટાકી તેને ગોળે વાળી જાવુલા. જરાં કા કોઈપણ રોગમાં ટોંડ બગાડી જાહા તેમાં એ ગોળે ખાવલા દેવલા. તેથી ફાયદા હુયેંહ.
૩. નાકસર કુટુલા ટેવ હવી તેને તાળવાવર વાળેલ આંવળાંનાં ચુર્ણ ઘીમાં શેકી, પાણીમાં કુટી થવવાથી કોઇ દિ નાકસર ની કુટૅ.
૪. વાળેલ આંવળાંના ચુર્ણ ઘી હન મધ મેળવી રોજ સકાળને ખાવાથી શરીરમાં તેજ ચેહે. અશકિત દૂર હુયેં હ.

## બેંદોર

બેંદોરનો ચેલ રહેં હ. ચોમાસા પહેલાં જ એના કાંદમાસુન પીલા ફોડી બેંદોરની ચેલ નીંઘેહ. તેના ચેલ ખૂબ જ ઝડપથી વાહડેં હ. દીઘડી હન બેંદોરના ચેલ શરૂઆતમાં સારખાજ દિસતા હાત.

૧. ગુમડાં હુઇનેલ હવાંત ત તેમાં બેંદોરના કાંદ દગડવર ઘસી તીં ગુમડાવર લગાવવાથી ફાયદા હુયેં હ.
૨. બેંદોરના કાંદ દગડીવર ઘસી હાથ-પાંચ દૂઃખવા તહેં લગાવવાથી ફાયદા હુયેં હ.

## બાબુળ

૧. બાબુળ ને પહ્રાનાં બીનાં ચૂર્ણ મધમાં ખાવાડવાથી મોચ હન હાથ મુડનેલ હવા તેમાં ફાયદા હુયેં હ.
૨. બાબુળને વરલે છાલના ભુકા ભુજલાયનેલ જાગાવર લગાવવાથી ઘા વાળી જાહા. હન પોપડા ફીટી બેસ હુયેં હ.
૩. બાબળીની અંદરની છાલના રસ દહીંમાં ટાકી ખાવાડવાથી પોટ દુઃખવાં ત તેમાં ફાયદા હુયેં હ.
૪. ડોળા દુઃખતાવાત ત બાબળીના પાલા કુટી તેની લુગદી બનાવી ડોળાવર થવી નીજુલા. તેથી ડોળા છલતાવાત તે બેસ હુયતા હાત.

## બીલીનાં ઝાડ

બીલીનાં ફળ બીલાં અથાણા કા ખારામાં ખાવાથી ટોંડ બગડનેલ હવાં ત બેસ હુયેં હ. બીલામાં દિવેલ જીસા જાડા રસ રહેં હ. તેનાથી જુલાબ હુયેં હ. બીલાં ખાવાથી પોટ સાફ હુયેં હ.

૧. બીલીનાં પાનાં પાણીમાં ઉકાળુલા. તીન ભાગ પાણી બળી જા મગ તેમાં દૂધ ઉમેરી થોડાં થોડાં પેવલા. તેથી ગળામાં દુઃખવાં તીં બેસ હુયેંહ.
૨. જરાં નીં ઉતરવાં તેમાં - બીલીની છાલ હન બીલીનાં વાળેલ પાનાં તેને કરતા અડધાં લી ઉકાળુલા. ચોથાં ભાગનાં પાણી બાકી રહેં તાહાં તીં પાજુલા. તેવાની જરાં નીં જાહાવાં તેમાં ફાયદા હુયેંહ.
૩. બીલાંના ગર જરાક ગરમ કરી તેલા કુટીની તેમાં ગુળ ટાકી ગરમ પાણીમાં તેનાં શરબત

બનાવી પાજુલા. તેથી ઝાડામાં લોહી પડવાં તેમાં ફાયદા હુયૅ હૅ.

૪. ડોળા દુઃખતાવાત ત પાનાંના રસ કાહડી ડોળામાં આંજવાથી ફાયદા હુયૅ હૅ.

બાહવા (ગરમાળો)

બાહવાલા પીવળાં ફૂલાં ચેતા હાંત. તેને ગોળ લાંબે શેંગા ચેતે હેત. શેંગાનાં રંગ કાળા રહૅ હૅ. અંદર ગુંદીર જીસા ગર રહૅ હૅ. બાહવા ફૂલતા હાત તેને દીઢ મહિનામાગુન ચોમાસાં શરૂ હુયૅ હૅ.

૧. વાંચલેં પોશાંહને (એક દોન મહિનાના)આંગાવર પૂળે હુઇ તેહે તેમાં કેશ જીસા નીંઘતા હાત તીસાં હુઇનેલ હવાં ત, બાહવાનાં પાનાં ગાયને દૂધમાં કુટી હન આંગાવર લગાવુલા.

૨. બાહવાના ડીરાના રસ દાદર, ખાજ ,ખુજલીવર ચોપડવાથી ફાયદા હુયૅ હૅ.

૩. બાહવાને શેંગામાસલા ગર કાહડી તેમાં ગુળ ઉમેરી તેને ગોળે કરી ગરમ પાણીમાં પાજવાથી કફવાળી ઢાંસમાં ફાયદા હુયે હૅ.

બેહેડાં

૧. બેહેડાંની છાલ મોહામાં રાખી, ચાવીને તેના રસ ગીળી જાવલા. તેવાની ઉધરસ મટૅહૅ.

૨. ગુરાંને જખમમાં કીડા પડનેલ હવાત ત બેહેડાની થુડાની છાલ ભાખરહારી ખાવાડવાથી કીડા મરતા હાત.

૩. બેહેડાં બરોબર કુટી તેનાં ચૂર્ણ બનાવી તેમાં હળદ મેળવી સકાળ અળચને થોડાં થોડાં પીવાથી ઢાંસ મટૅ હૅ.

૪. લાગનેલ હવાં તહૅ ઈં ચૂર્ણ લગાવશ ત લોહીં તરત જ બંધ હુયૅ હૅ.

૫. બેહેડાના બી પાણીમાં બરોબર બાફી તેમાં સાકર ટાકી પાક બનાવુલા. તો પાક ખાવાથી ઢાંસ મટૅ હૅ. કફમાં ફાયદા હુયૅ હૅ.

બાફળી

બાફળીના છોડ રહૅ હૅ.

૧. બાફળી પાણીમાં ઘસી પાજવાથી પોટના દુઃખાવા બેસ હુયૅ હૅ.

૨. વાંચલ વાંછરડાને પોટામાં જંત હવાત ત તેહલા બાફળે કુટી પાજુલા.

બીજોરાં

બીજોરાં ઈ લીંબુનીજ એક જાત આહા.

૧. વાચલ પોશા દૂધ વકી કાહાડતાં હાંત તેહલા બીજોરાના મુળાંના માદળેં બનાવી ગળામાં બાંધુલા.

૨. બીજોરાનાં મૂળમાં ગુંજાનાં મુળ ભેળવી ઘસીહન ઘીમા પાજવાથી સુવાવડ જલ્દી હુયૅ હૅ.

૩. બીજોરુ માં સિંધવ ટાકી તીં પાજવાથી પથરીને રોગમાં ફાયદા હુયૅ હૅ.

## બુરાંડુ

બુરાંડુના વાયલ છોડ રહતા હાત.

૧. ઝાડામાં લોહી પડવાં હન હરસની અસર હવી ત બુરાંડુને રસમાં ગાયનાં ઘી મેળવી રોજ એક ચમચી પીવાથી ફાયદા હુયૅ હૅ.

## ચીરચીરૅં લીફ્ટૅં

ચીરચીરૅં લીફ્ટૅંનાં છોડ ચોમાસામાં હુયૅ હૅ. તીન-ચેર ફુટના ઉંચાઈ વાળે છોડને એકાદ ફુટ લાંબી ડાંખળીવર ફાંસવાળા લીફ્ટૅં રહતાં હાંત. તેમાં વાયલ કાંટા રહતા હાત. વનસીમાં ઓ છોડ ખૂબ ઉપયોગી આહા.

૧. ઇંચુ ચાવૅહ તેમાં ચીરચીરૅં લીફ્ટૅંનાં મૂળ હન છાલ ઘસીને ડંખવર ચોપડવાથી ફાયદા હુયૅ હૅ.
૨. જરાં નીં બેસ હુયૅવાં તૅ બારીક પોશીને હાથીં લીફ્ટૅંના મૂળ હાથલા બાંધવાથી જરાં ઊતરી જાહા.
૩. કમળા હુયનેલ હવા ત લીફ્ટૅંના મૂળાં તાકમાં ઘસી પાજવાથી ફાયદા હુયૅ હૅ.
૪. પોટમાં દુઃખૅવાં તૅ લીફ્ટૅં નાં તીનચેર પાનાં ચાવી તેના રસ ગીળી જાવલા.
૫. ડોળામાં ફૂલ પડનેલ હવાં ત, લીફ્ટૅંના મૂળાં ઘસી તીં મધમાં મેળવી ડોળામાં આંજવાથી બેસે હુયૅ હૅ.
૬. ઢાંસ હુયનેલ હવી ત આખે છોડલા બાળી તેની રાખાડી કરી તી રાખાડીમાં મધ ટાકી તેની ગોળી કરી ખાવાથી ઢાંસમા ફાયદા હુયૅ હૅ.
૭. લીફ્ટૅંલા ચોખ્ખે પાણીમાં કુટી પાજવાથી હરસ મસામા ફાયદા હુયૅ હૅ.
૮. પુષ્ય નક્ષત્રમાં સકાળને આંઘળીને લીફ્ટૅંના મૂળાં લી હન ઘરમાં ચોખ્ખી જાગાવર ઉંધા ટાંગી રાખુલા. સુવાવડ વખતે કષ્ટાતી બાયકોને બુચડાલા યેં મૂળાં બાંધુલા તૅ લેગ છુટકારા હુયૅ હૅ. સુવાવડ હુઇની કા તરત જ મૂળાં છોડી વહેતા પાણીમાં ટાકી દેવલા. યો ઉપચાર અનુભવી સુવારીન કાં ત અનુભવી ડૉક્ટરને હાજરીમાં જ કરુલા જરૂરી આહા.

## ચંદોરજોતેં (રતન જોત, જાસુંદી, જાસવંદ)

ચંદોરજોતેંની ફૂપ કરવામાં યેહે. કહૅ યેક ઠેકાણે રાનમાં પણ ચંદરજોતે રહતાં હાંત.

૧. જે બાયકોલા કોઈ કારણસર મહિના નીં રહતાવાત તેલા ધવળે ચંદોરજોતનાં મૂળાં એકજ રંગની ગાયને દૂધમાં ઘસી, તે રસમાં બીજોરાંના બી કુટી માસિક વખતે પાજવાથી મહિના રહુલા શક્યતા રહૅ હૅ.
૨. વાળ ખરતાવાત તૅ તહૅ ચંદોરજોતેનાં ફૂલાં ચોળવાથી વાળ ખરતા અટૅકતાહાત.
૩. ચંદોરજોતેંની પાંચ કળી થોડા દિસ સાકરમાં ખાવાથી જેલા કેશતોડ હુયૅવા ત કદી નીંહુયૅત.

## ચીંચ

૧. ચીંચનાં મોઉર (ફૂલાં) ટોંડમાં ચાવી તેના રસ ગીળી જાવાથી હરસ-મસામાં ફાયદા હુયૅ હૅ.

૨. ચીંચના ગુંદીર નીંઘેહૅ. તો ગુંદીરના ભુકા જુને ઘાવાર લગાવવાથી ઘા લેગ મટે હૅ.
૩. પીહુકળે ચીંચા ખાવાથી પોટામાં જમા હુયેનેલ જુના મળ નીઘી ને આરામ હુયે હૅ.
૪. ચીંચાની છાલ બરોબર કુટી, તેના ચૂર્ણ બનાવી બરોબર ચાળીને દહીમાં ખાવાથી ઝાડામાં લોહી પડવા તેમાં ફાયદા હુયે હૅ.

**ચીકણ-ચીકણી**

ચીકણીના છોડ રહે હૅ. એનાં દાતવણ પણ કરવામાં એહે. યો છોડ ચોમાસામાં હુયે હૅ.
૧. ગહ્રી હુયનેલ હવી (એસીડીટી) તેલા ચીકણીના મુળાં પાણીમાં કુટી સકાળ અળૅચને પીવાથી ફાયદા હુયે હૅ.
૨. સાંધા દુઃખતાવાત તે ચીકણીના મુળાંના ઉકાળા બનાવીને પેવલા.

**ગરવળ**

ગરવળની ચેલ ચેહે. યો ચેલ બુહુ રોગમાં વનસી તરીકે વપરાયે હૅ. યે ચેલલા ઉનાળામાં પાનાં નીં રહત. જુને ચેલનાં લાકુડ જાડાં રહે હૅ. ચોમાસામાં ચેવર ફૂલાં પણ ચેતાં હાંત. ગરવળ ઝાડાવર ચહડે હૅ. લીમડાવરની ગરવળ બુહુ બેસ વનસી આખાય જહૅ.

૧. કમળા - કમળીના રોગ હુયનેલ હવા ત ગરવળના ચેલ કુટી તેના રસ કાહડી તેમાં મધ ઉમેરી ખાવાથી ફાયદા હુયે હૅ, તેનાથી કફ પણ મટે હૅ.
૨. ગરવળના ઉકાળામાં દૂધ ઉમેરીને પીવાથી બાળાતીન બાયકોલા દૂધની કમી હવી ત તી દૂર હુયે હૅ.
૩. ગરવળનાં ચૂર્ણ ૧૦૦ ભાગ, ગોળ હન મધ ૧૬ ભાગ, હન ઘી વીસ ભાગ લઈ મેળવુલા. તેલા અમૃતરસ આખાય જહૅ. પચાવવાની શક્તિ પ્રમાણે ઇં ચૂર્ણ લેવાથી કદી કોઇપણ રોગ નીં હુયે ત. દૂનિયાની કોઇ પણ 'વનસી' કરતાં યી વનસી ચઢિયાતી ગણાય જહૅ. ઇસી શક્તિને લીધે જ ગરવળલા અમૃતા આખાય જહૅ. એક કહેતી ઇસી આખાય જહે કા, ભગવાનનીં માનસાને ભલા માટે સ્વર્ગ માંસુન અમૃત છાંટેલ હતાં હન તીં જહૅ જહૅ પડનાં તહૅ તહૅ ગરવળ ઉગનેલ આહા.

**ગુંજા**

ગુંજાના ચેલ રહે હૅ. ધવળી, કાળી હન લાલ ઇસી તીન જાતના ગુંજા રહતા હાત. કાળા ગુંજા બુહુ વછા રહતા હાત.

૧. ગુંજાના મુળાં ઘસી નાકમાં ટીપાં પાડવાથી આકશીને રોગમાં તરત જ ફાયદા હુયે હૅ.
૨. રતવા હુયનેલ હવા તે ગુંજાના પાલાનાં રસ લગાવવાથી ફાયદા હુયે હૅ.
૩. ગુંજાનાં મુળાં ઘસી નાકવાહાર સુંઘુલા. તેનાથી ડોકાં દૂઃખવાં તીં, આકશી હન રતાંધળાંપણાં દુર હુયે હૅ.
૪. ગુંજાનાં મુળાં ઘસીને પીવાથી ઢાંસ મટે હૅ.

## કુરડુ

ભાજીના છોડ તરીકે કુરડુ જાણીતી આહા. લાંબી દાંડીવર લાલ હન માગુન સફેદ ગોંડલેવાળાં ફૂલ યે હે.

૧. પથરી હુયનેલ હવી હન પેશાબમાં બળતરા હુયવી ત કુરડુનાં મુળાં હન બી બરોબર વાટી અથવા ત ચાવીને રસ ગીળી જાવાથી ફાયદા હુયે હે.
૨. કુરડુનાં બી બરોબર કુટી એક ચમચી પાણીમાં મેળવી તીં પી જાવલા.

## કવળી (જંગલી કાંદા)

કવળીની ભાજી જાણીતી આહા. ચોમાસામાં ઈ ભાઈ ઉગે હે. કવળીના કાંદ પૂળેને રોગમાં ખૂબજ ફાયદા હુયેહે. પૂળેવર કવળીના કાંદ બરોબર કુટી બાંધુલા.

## કેળ

૧. કેળને થડ માસુન કા પાનાને દાંડીમાસુન પાણી કાહડી તેમાં અડધા ભાગનાં ઘી ઉમેરી એક-દોન ચમચી પાજવાથી અટકેલ પેશાબ તરત જ ચાલુ હુયે હે.
૨. ઈ પાણી લાગનેલ ભાગવાર લગાવવાથી ઘા જલ્દી બેસ હુયે હે.
૩. કુતરાં ચાવનેલ હવાં ત જંગલી કેળનાં બી કુટી હન પાજુલા, બી ઘાવર બાંધુલા.
૪. સુવાવડ વખતે બાયકોલા કષ્ટ પડેવાં ત તેલા કેળનાં કાંદ કમરાલા બાંધવાથી જલ્દી છુટકારા હુયે હે. સુવાવડ પછી તરત જ કાંદ છોડી ટાકુની કાળજી રાખુલા જરૂરી આહા. યો ઉપચાર અનુભવી સુવારીન કાં ત અનુભવી ડૉક્ટરની હાજરીમાં જ કરુલા જરૂરી આહા.
૫. પીકેલ કેળમાં મરીના ભુકા ભરી આખી રાત થવી રાખુલા. સકાળને જરાક ગરમ કરી તીં કેળખાવલા હોપુલા. દમને રોગ માં ફાયદા હુયે હે.

## કારેલી

૧. પોશાંહલા પોટ ફૂગેં હુયનાંવાં ત કારેલીના પાનાના રસ માં હળદ ટાકી વાંચ જરાક પાજુલા. તેથી ઉલ્ટી હન ઝાડા હુઈ પોટા સાફ હુયે હે. (વધારે નીં પાજુલા)
૨. કારેલને રસમાં તીળનાં તેલ મેળવી પાજવાથી ઝાડાવાટે લોહી પડેહે (હરસ) તેમાં ફાયદા હુયે હે.
૩. ગુરાંને જખમમાં કીડા પડનેલ હવાત ત તે જખમમાં કારેલીના રસ ટાકુલા. તેથી કીડા મરી જાતા હાત.

## ખરબાટેં (વાંદર શેમટી, પીઠવણ)

ખરબાંટેના છોડ રહતા હાત. તેને પાનાને વરલે ભાગવર ધવળા પટ્ટા રહે હે, ખાલલે ભાગવર વાંચલે કાંટા જીસા રહતા હાત. ફડકાવર તીં પાન લુખટી રહે હે.

૧. પાન લાગનેલ હવાં (સાપ ચાવનેલ હવા ત) તેના તીન આંગળ મૂળ લી હન કુટી હન પાજુલા

(માત્ર એકજ વખત-દુસરી બેસ સારવાર નીં જડે તાંહાંજ યો ઉપચાર કરુલા)

## ખીર (ખેર)

૧. લાગનેલ હવાં તઠે ખીરાની વાળેલ છાલ કુટી તેના ભુકા ઘાવર લગાવુલા.

૨. માસિક વખતે દુઃખાવા હુઇને માસિક યેહેવાં તેં, ખીરાની છાલના ઉકાળા બનાવી દોન દિસ સુધી સકાળ અળચને પેવલાથી ફાયદા હુયેહે.

## લીંબડ (લીમડો)

લીંબડ જીસી બેસ વનસી દુસરી નીં હવી. એના ગુણ આખી દાખવુલા જરુર નીં મીળે. જો માનુસ એના પાંચ પાનાં રોજ ખા તેં તેલા કોઇ પણ પ્રકારના રોગ નીં હુયે, કોઇ પણ ઝેર અસર નીં કરે.

૧. ચામડીને કોઇ પણ પ્રકારને રોગવર લીંબડાનાં પાનાં રામબાણ વનસી આહા. લીંબડાનાં પાનાં ઉકાળી તે પાણી વાહાર જખમ ધવવાથી જખમ લેગ ફીટે હે.

૨. કમળા હુયનેલ હવા તે લીંબડાના પાનાં કુટી તેમાં સાકર ટાકી ગરમ કરી પાજુલા. શરીરની ગરમી હવી તી પણ નીંઘી જાલ.

૩. પોટાળી બાયકોલા સુવાવડ વખતે ખૂબજ અબદા પડેવી.લેગ છુટકારા નીં હુયેવા તે બાયકોને કમરાલા લીંબડાના મુળાં બાંધવાથી સુખરૂપ સુવાવડ હુયે હે.( સુવાવડ હુઈની કા તરતજ મુળ છોડી ટાકુની કાળજી રાખુલા જરૂરી આહા. યો ઉપચાર અનુભવી સુવારીન કાં તે અનુભવી ડૉક્ટરની હાજરીમાં જ કરુલા જરુરીઆહા.)

૪. કમળા હુઈનેલ હવા તે લીંબડાને છાલને રસમાં મધ હન શુંઠના ભુકા મેળવી પીવાથી ફાયદા હુયે હે.

૫. રકતપિત્તને રોગીલા લીંબડાનાં પાનાં ઉકાળી તે પાણીવાહાર જ આંઘળવુલા. પાનાં હન છાલ ગાયને દૂધમાં કુટી પાજુલા. રોગીલા લીમડાને શાહીલાજ નીજવુલા. ઉત્તમ ફાયદા હુઇલ.

૬. લીંબડાની અંદરની છાલ બરોબર કુટી તી છાલ પાણીમાં ઉકાળુલા. ચોથા ભાગનાં પાણી બાકી રહ તીં પાણીમાં ધાણાં હન શુંઠના ભુકા ટાકી પાજવાથી કોઇ પણ પ્રકારના જરાં હવાં તી બેસ હુયે હે.

૭. લીંબોળીના રસ કાહડી તેના કરતાં બમણા ગોળ ટાકી ગોળી બનાવુલા. રોજ સકાળ એળચને સાત દિસ સુધી યે ગોળે ખાવાથી હરસ-મસાને તકલીફમાં ફાયદા હુયે હે.

૮. જુને લીંબડાને થુડામાસુન રસ નીંઘહ, તો રસ નાસુર (જુના ઘા જખમ) વર લગાવવાથી ખૂબજ ફાયદા હુયે હે.

૯. સુવાવડી બાયકાહલા કોઇ વખત સુવા રોગ હુયે હે. યે રોગમાં લીંબડાની છાલના બાફ બેસ ફાયદા કરે હે. લીંબડાની છાલ બરોબર કુટી તીનથી ચેર દેગડામાં બરોબર ઉકાળુલા. સુવાવડી બાયકોલા કાથીને ખાટલા વર નીંજાડી, તે ખાટલાની નીચે ડોકીખાલ દેગડા થવુલા. થોડીવાર રહી તો દેગડા કમરાખાલ થવુલા ને ડોકીખાલ દુસરા દેગડા થવુલા. થોડીવાર રહી પહેલા દેગડા પાંયેખાલ, દુસરા દેગડા કમરાખાલ હન તીસરા દેગડા ડોકીખાલ થવુલા. લીમડાને છાલના બાફથી શરીરમાંથી ઘામ નીંઘીલ. ઘામ વાટે રોગ નીંઘીલ.

## કુચલી (કવચ, કૌંચા, ખાજ, કુહુરી)

કુચલીની શેંગાથી ખાજ ખૂબજ યેહે. કઠ તરી ઝગડા હુયનેલ હવા તૅ 'કુચલી લાગની' ઇસાં આખાર જહૅ.

૧. વાંચલે પોશાને પોટામાં જંત હવાત ત તેહલા કુચલીને શેંગાવરલા દોન થી તીન બુરા લી હન ગુળમાં ખાવાડવાથી જંત મરતા હાત.
૨. કોઇક કારણસર જે બાયકોના મહિના નીં રહતાવાત તેલા કુચલીનાં મુળાં હન કોઠાનાગર દૂધમાં પાજવાથી તેલા મહિના રહુલા શક્યતા આહા.
૩. દમ હુયનેલ હવા ત કુચલીને બીના ચૂર્ણમા મધ મેળવી ખાવાડવાથી ફાયદા હુયૅ હૅ.
૪. ગાંઠ હુયનેલ હવી તૅ તહૅ કુચલીના બી ઘસી લગાવુલા.

## કંજા (કરંજ)

૧. ચામડીને રોગમાં કંજાનાં તેલ કંજેલ લગાવુલા.
૨. કુતરાં ચાવનેલ હવાં તૅ તેલા કંજાના મુળાં ઉકાળીને સકાળ અળચને પાજુલા.
૩. ઢાંસ હવી તેલા કંજાના બી બાળી તેની રાખાડી કરી તી રાખાડી મધમાં મેળવી પાજુલા.
૪. ગળાના સુજા (ગંડમાળ) હુયનેલ હવા તૅ ચોખ્ખે પાણીમાં ઘવી કંજાનાં મુળાં ઘસી લાગાવુલા.

## કરુંદી

કરુંદી ની ખાટી હન કુડુ ઇસે દોન જાત રહતે હેત, કુડુ કરુંદી વનસી તરીકે જાણીતી આહા.

૧. કુડુ કરુંદીનાં મૂળાં પાણીમાં ઘસી પાજુલા. જો ઉલ્ટી નીં હુયે તૅ સાપનાં ઝેર ચહડનેલ હવાં ઇસાં જાણુલા.
૨. ગુરાંને ઘામાં કીડા હવાત ત કરુંદીનાં મૂળાં ઘસી ઘામાં પાણી ટાકુલા. તેથી ઘામાં કીડા પડનેલ હવાત તે મરી જાતા હાત.

## કાંટોલી

કાંટોલીનાં કાંટોલાંવાળા હન ફોકાટાં ઇસા દોન જાતના યેલ રહતા હાત.

૧. ફોકાટાંના કાંદ પાણીમાં ઘસી પાજવાથી સાપ, વીંછી વગેરેનાં ઝેર ઉતરૅ હૅ.
૨. ઝાડા વાટે લોહીં પડૅવાં ત (હરસ હવા તૅ) , તેમાં કાંટોલીનાં કાંદનાં ચૂર્ણ પાજુલા.

## કુળીંથ

કુળીંથ એક જાતનાં કઠોળ આહા.

૧. કુળીંથના કઢણ પીવાથી રોગી માનુસને પોટામાં દુઃખવાં તીં બંધ હુયૅ હૅ.
૨. કુળીંથને કઢણવાળે ઘુઘરે ખાવાથી ઢાંસ મટૅ હૅ. કફ વછા હુયૅ હૅ.

### કંઠાર

કંઠાર ગુરાંલા ખાવાડવામાં યેહે. એનાં મૂળાં જીવતાં રહતાં હાંત. ચોમાસામાં યેં મૂળાં પાછાં પીલવાયતા હાંત.

૧. કંઠારના મૂળાં સુતવાહાર હાથાલા બાંધવાથી જરાં ઉતરે હે.

### કાંટાળી ભૂંઇ રીંગણી

એના વાંચલે છોડ રહતા હાત. છોડવર કાંટા રહતા હાત. યે વર પીવળાં ફળ યેતા હાંત. તેલા રીંગણા આખાય તાહાંત.

૧. રીંગણીનાં મૂળાં કુટી ઉકાળીને પીવાથી ઢાંસ બેસ હુયે હે.
૨. દાંત કા દાઢ દુઃખવી તે, ઇંગળાવર રીંગણાં ટાકી તેના ધુમાડા ટોંડમાં લેવલા. થોડીવાર તો ધુમાડા ટોંડમાં રાખી માગુન લાળ પાડી કાહાડી ટાકુલા. દાઢમાંસલા જંતુ નીઘી જાતા હાત.

### નિર્ગુંડી

૧. નિર્ગુંડીના પાલાના રસ ૪ ભાગ, ૧ ભાગ તીળનાં તેલ ઉમેરી બરોબર ઉકાળુલા એ તેલ વાહાર સાંધાના દુઃખાવામાં માલીશ કરવાથી ફાયદા હુયે હે.
૨. નિર્ગુંડીના પાલા પાણીમાં ટાકીને બરોબર ઉકાળુલા. તીં પાણી લકવાવાળે ભાગ વર ઉબરુલા. ગરમ પાલા લકવાવાળે ભાગવર થવુલા. તેથી લકવાને રોગમાં ફાયદા હુયે હે.
૩. નિર્ગુંડીનાં પાનાં પાણીમાં ટાકી પાણી ગરમ કરુલા. તે પાણી વાહાર વાંચલે પોશાલા આંઘળવુલા તેથી તેહના ભાંબેરા મટે હે.
૪. જો પેશાબ બંધ હુયનેલ હવા તે નિર્ગુંડીના પાનાં પાણીમાં ઉકાળી હુંફાળા પાણીમાંબીસવાથી પેશાબ ચાલુ હુયે હે.
૫. નિર્ગુંડીનાં પાનાં હન શેગુની છાલ ભેગી કરી, તી કુટી, તેની પોટલી બનાવુલા. તી પોટલી તવાવર ગરમ કરી જહે આંગ જકડાયનેલ હવાં તહે શેકુલા. તેના જ પાટા બાંધુલા.

### પોળસ

પોળસનાં પાપડા, ફૂલાં, મૂળાં હન છાલ વનસી તરીકે કામમાં યેતાં હાંત.

૧. પોળસાનાં બી લીંબુને રસમાં ઘસી, ગરમ કરી લેપ કરવાથી દાદર- દરાજ બેસ હુયે હે.
૨. સાંધાના દુઃખાવામાં પોળસાનાં બી કુટી મધમાં મેળવી લેપ કરુલા.
૩. કોઇ કારણસર બાયકાલા મહિના નીં રહતાવાત તે પોળસાનાં બી બાળી તેની રાખાડી પાણીમાં મેળવી પીવાથી મહિના રહુલા શક્યતા વધી જાહા.
૪. પોળસાનાં મૂળ, પાન, ફૂલ, છાલ હન પાપડા - પાંચે વસ્તુ શાહલા વાળવી, તીં બરોબર કુટી તેનાં ચૂર્ણ બનાવુલા. તીં ચૂર્ણ મધ હન ઘીમાં થોડાંથોડાં ખાવાથી ડોળાનાં તેજ વધે હે, બુધ્ધિ હન યાદશક્તિ વધેહે.
૫. પોળસાનાં મૂળ ચોખ્ખે પાણીમાં ઘવી કુટી તેના કાન હન ગળાના ફરતે લેપ કરવાથી ગળાને

સુજ (ગલગંડ) મા ફાયદા હુયૅ હૅ.વાંચલે પોશાને આંગાવર ફોલ્લે પડનેવેત ત પોળસાની બી લીમડાને પાનાને રસમાં કુટી ચોપડવાથી ફાયદા હુયૅ હૅ.

૬. સાપ ચાવનેલ હવા તૅ પોળસાનાં મૂળાં પાણીમાં ઘસી પાજુલા હન તેલા લેપ કરુલા (દુસરી બેસ સારવાર જડૅ તાંવ લગી જ યો ઉપચાર કરુલા.)

૭. મોચ અથવા તૅ હાથપાંયમાં ગુપ્ત માર લાગનેલ હવા તૅ પોળસની તાજી છાલ કાહડી, કુટીહન પાટા બાંધવાથી ફાયદા હુયૅ હૅ.

૮. કમર દુઃખવી તૅ, એક ચપટી પોળસાના ગુંદીર લી કોમાકોમા પાણીમાં વગળવી સાત દિવસ સુધી પીવાથી ફાયદા હુયૅ હૅ.

## પોળસ એલૅં (વિદારી કંદ)

પોળસ એલેનાં ચેલ રહૅ હૅ.

૧. પોળસ એલેના કાંદ સુકવી તેના ભુકા બનવી તો ભુકા પાણી હારીં સકાળ અળચને થોડાથોડા પીવાથી પોટના દુઃખવા હન અશક્તિ હવી તી દુર હુયૅ હૅ.

## પીંપળ

૧. વાંચલે પોશાને ટોંડમાં ફોલ્લાં હુયનેલ હવાંતૅ તેમાં પીંપળાના તાજા પાનાં હન છાલ બરોબર કુટી તેમાં મધ મેળવી તેવર લગાવુલા. દિવસમાં ત્રણથી ચાર વાર. એટલે ફાયદા હુયૅ હૅ.

૨. શરીરવર ફોલ્લાં હુયનેલ હવાંત તૅ પીંપળા ની છાલ હન ઈંટ પાણીમાં ઘસી તેના લેપ કરવાથી ફાયદા હુયૅ હૅ.

૩. પીંપળાવરની લાખ વાટી ઘી હન સાકરમાં ભેળવી ખાવાથી દમને રોગમાં હન ઢાંસમાં ફાયદા હુયૅહૅ. ઓઉપચાર બાયકાવર નીં કરુલા, કારણ પીંપળાની લાખ થી બાયકા વાંઝુટે હુઈ જાતે હૅત.

## રૂઈ (આંકડો)

રૂઈ એક ઉત્તમ પ્રકારની વનસી આહા. રૂઈની ગણતરી ઝેરી છોડ તરીકે પણ કરવામાં યેહે. વનસી તરીકે ઉપયોગમાં લેતાં પહેલાં પ્રમાણ ખૂબ જ વછાં લેવલા કાળજી રાખુલા જરુરી આહા.વનસી લીધા પછી તરત જ થોડાંક ઘી પેવલા જરૂરી આહા.

૧. આકશી દૂઃખવી તૅ રૂઈના મૂળાના ધુમાડા સુંઘવાથી આકશી મટૅ હૅ. રૂઈની વાળેલ ડાંખળીની ઇડી બનાવી નાકાવાહાર ખેંચવાથી પણ આકશી મટૅ હૅ.

૨. રૂઈને પાનાલા ઘી લગાવી તેલા ગરમ કરી તેના રસ કાહાડી તો રસ કાનમાં ટાકવાથી કાનના દૂઃખાવા મટૅ હૅ.

૩. રૂઈને ચીકમાં બાંબળીની છાલ કુટી તીં બેંબીને ચુંભૂત ચોપડવાથી પેશાબ બંધ હુયનેલ હવા ત છુટૅ હૅ.

૪. સાંધા દૂઃખતાવાત ત તહૅ રૂઈના ચીક લાગવુલા.

૫. રૂઈના પાનાં તેલમાં શેકી તીં તેલ લકવાવાળે ભાગવર ચોપડવાથી ફાયદા હુયૅ હૅ.

૬. ઘા માં જલ્દી રૂઝ નીં યેહેવી ત તઠે રૂઈનાં વાળેલ પાનાનાં બારીક ભુકા બનાવી ટાકવાથી રુઝ યેહે.
૭. રૂઈને ફૂલામાં મરી ભેળવી તીં કુટી તેની ગોળી કરી એકએક લેવાથી દમ હન ઢાંસને રોગમાં ફાયદા હુયે હે.
૮. સુવાવડ જલ્દી નીં હુયવી તીસે બાયકાને બુચડામાં રૂઈના મૂવાં રૂઈને પાનામાં ગુંડી બુચડામાં બાંધવાથી સુવાવડ જલ્દી હુયે હે. (યો ઉપચાર અનુભવી સુવારીન કાં તે અનુભવી ડૉકટરની હાજરીમાં જ કરુલા જરુરી આહા. સુવાવડ પછી તરત જ મૂળાં હન પાનાં કાહડી વહેતા પાણીમાં ટાકી યેવલા.)

## કાંચકી

૧. પોટના દુઃખાવા હવા તેમાં એક કાચકીના ગર સકાળ અળચને પેવલા દેવલા.
૨. દમની અસર હવી ત કાંચકીના પાલાના રસ એક એક ચમચી સકાળ અળચને પેવલા દેવલા.

## શેગુ

શેગુમાં કુડુ હન મુહરુ ઈસા દોન પ્રકાર યેતા હાત. મુહરુ શેગુના પાનાં, ફૂલાં હન શેંગા ખાવાય જહે. વનસી તરીકે કુડુ શેગુ કામ યેહે.

૧. કુડુ શેગુને પાનને રસમાં મધ મેળવી ડોળામાં આંજવાથી ડોળાને રોગમાં ફાયદા હુયે હે.
૨. શેગુની છાલ હન મૂળાં બરોબર કુટીને શક્તિ પ્રમાણે પાટા બાંધવાથી સાંધાને દુખાવામાં ફાયદા હુયેહે.
૩. શીર ભરનીવી ત શેગુની છાલ કુટી બાંધવાથી ફાયદા હુયેહે.
૪. પોટના દુઃખાવા માંટે શેગુને મૂળના રસ ચમચીભર પાજવાથી પોટામાં દુઃખે હે તેમાં ફાયદા હુયે હે. શેગુની છાલના પાટા પણ બાંધવામાં યેહે.
૫. ગુમડાવર શેગુની છાલ કુટી બાંધવાથી ફાયદા હુયે હે.
૬. શેગુના મૂળાં પાણીમાં કુટી તીં પાણી ઉકાળુલા. તીજા ભાગનાં પાણી બળી જા તાહાં ઉતારી થવુલા. તો ઉકાળા દોનતીન ચમચી પીવાથી પથરીને રોગમાં ફાયદા હુયે હે.
૭. કાન ફૂટેલ હવાત ત તેમાં શેગુના વાળેલ ફૂલાં કુટી ટાકવાથી બેસ હુયે હે.
૮. શેગુના મૂળાના રસ કાહડી, પાણીમાં ઉકાળી તીં પાણી પાંયમાં ચોપડવાથી સુવાવડમાં કષ્ટ પડેવાં ત, હન સુવાવડ જલ્દી ની હુયેવી ત તેમાં ફાયદા હુયે હે. (યો ઉપચાર અનુભવી સુવારીન અથવા તે અનુભવી ડૉકટરને હાજરીમાં જ કરુલા કાળજી રાખુલા જરૂરી આહા.)

## શિરદોડી

શિરદોડીની યેલ રહે હે. એનાં ફૂલાં રૂઈને ફૂલાં જીસાં રહતાં હાંત. યે ફૂલાં ખાવમાં મીઠાં લાગતાં હાંત.

૧. પથરી હવી તે શિરદોડીના યેલ ગાયને દૂધમાં કુટી સકાળને થોડાક પાજુલા. તીન દિસ સુધી. તેથી પથરીને રોગમાં ફાયદા હુયે હે.

૨. વાંચલે પોશાલા શિરદોડીના ચેલનાં ટૂકડા કરી પાણીમાં ઉકાળી તે પાણે વાહાર મહિનામાં દોન થી તીન વખત આંઘળવુલા. તેથી તાળવાં પડુલા ભય નીં રહૅ. પડનેલ હવાં તૅ બેસ હુયૅ હૅ.

સાબરાં

૧. ભૂજલાયનેલ હવાં તહૅ તરતજ સાબરાના ચીક લગાવવાથી ફોલ્લાં નીં ઉઠત.
૨. શરીરવર સોજા હવા તૅ સાબર ઇંગળાવર શેકી અંદરના ગરથી લેપ કરુલા, તેના દૂધથી લેપ કરુલા.
૩. ચામડીવર ખીલ હવા તૅ તહૅ સાબરાનાં દૂધ લગાવતા રહેવાથી તો બેસ હુઇ જાહા.

સાંવર

૧. માસિક વખતે દૂઃખાવા હન માસિક બરોબર નીં યહવાં તૅ, સાંવરીના એકએક ફૂલ કુટી તીં ખાઇ જાવલા. તીન દિસ સુધી.
૨. ગુમડાં હુઇનેલ હવાંત તૅ તેલા સાંવરીના વાળેલ કાંટા બરોબર કુટી દૂધમાં કાલવી ગુમડાવર લગાવવાથી ગુમડાં બેસ હુયતાં હાંત.

વડ

૧. વડનાં પીળાં પીકેલ પાનાં ઉકાળીને પાજવાથી પેશાબ બંધ હુઇનેલ હવા તૅ, તો છુટૅ હૅ.
૨. વડ પીલવાય જહૅ તાહાં તેને ડીરાલા બરોબર કુટી તેને ગોળે બનાવુલા. તે ગોળે ઘીમાં બરોબર કાલવી સાત દિસ સુધી ખાવલા દેવલા. એટલે કોઇ કારણસર બાયકાલા મહિના નીં રહહવાત તૅ તેલા મહિના રહુલા શક્યતા વધી જાહા.

દૂધ કોડ

૧. ઝાડા હુયવા તાહાં દૂધ કોડની છાલના ઉકાળા બનાવી અડધા કોપ પેવલા દેવલા.
૨. દૂધ કોડના બી એકાદ ચમચી લી તે કુટી પાણીમાં ઉકાળી પેવલા.

તીળ (તલ)

૧. ગુળ, ઘી હન તીળ ભેગાં કરી ખાવલા દેવલા. એનાથી આકશી મટૅ હૅ.
૨. હરસની અસર હવી તૅ માખણમાં તીળ ખાવાડુલા.
૩. તીળના છોડના દાંડા બાળી તેની રાખાડી કરુલા. તી રાખાડી મધમાં મેળવી ચાટવાથી પથરીના રોગમાં ફાયદા હુયૅ હૅ.

તરુઠા

૧. તરુઠાલા તીળનાં તેલ ચોપડી તેલા તવાવર શેકી તેના ઉકાળા બનાવી રોજ સકાળને પેવલા.

તેથી દમ હન ચામડાની બીમારી બેસ હુયે હે.

૨. તરુઠાનાં મૂળાં પાણીમાં ઘસી ચોપડવાથી ખાજ મટે હે.

૩. તરુઠા હન લીમડાનાં પાનાં કુટી તેના રસ દાદરવર લગાવવાથી દાદર હન ખાજ મટે હે.

૪. ઝાડા હુયેના તે તરુઠાની ભાજીના રસ કાહડી પાજુલા.

## પાન લાગેહ તેના ઉપચાર

સાપ ચાવે હે તેલા ગામઠી બોલીમાં પાન લાગનાં ઇસાં આખાય જહે. આપલે દેશમાં સાપની લગભગ ૩૦૦ જુદી જુદી જાત આહાત. તેમાંસુન લગભગ ૩૦ જેટલા સાપ ઝેરી આખાય તાહાત. ઝેરી કા બીન ઝેરીને ઝંઝટમાં પડવા કરતાં સાપ ચાવના તેની ખબર પડતાં જ હન ઝેરની અસર લાગનીહી ઇસાં લાગતાં જ સારવાર શરૂ કરી દેવલા જોઇજે, અહે દીધેલ ઉપચાર નિષ્ણાત ડૉક્ટર પાસીં પહોંચાય તાંવ લગી જ કરુલા વિવેક રાખુલા. વનવગડામાં ફિરનારા માનસાહલા પાંચમાં કા કામ કરતી વખતે હાથામાં સાપ ચાવુલાની સૌથી વધારે શક્યતા રહે હે. સાપનાં ઝેર ખાલ હુન વર ચહડે હે. ડંખવાહાર ઝેર લોહીમાં જાહા. લોહી શરીરમાં ફીરતાં જ રહે હે. લોહી નસા વાટે હૃદયમાં જાહા. હન તહુન આખે શરીરમાં પહોંચહે. એટલે સૌથી પહેલાં ત ઝેર નસાવટે શરીરના અંદરને ભાગમાં નીં પહોંચો તોજ ઉપચાર કરુલા અનિવાર્ય આહા.

### બાહેરની સારવાર

૧. જઠ ડંસ દીધાવા તેને દોનતીન આંગળવર દોરીકા ફડકાવાહાર કચકચાવીને પાટા બાંધી દેવલા. ડંસ દીધા કા તરત જ ઇં કરુલા જરૂરી આહા. ઇસા કરવાથી ડંસ ખાલલાં ઝેર નસા વાટે શરીરમાં નીં જાઇ શકે. યાદ રહે કા, ઓ પાટા લોહી જાતાં અટકવુલા બાંધવામાં એહે- તેથી બરોબર કચકચાવીને બાંધે, ત જ કામના.

૨. દર્દીલા હલનચલન નીં કરાડુલા. દવાખાનેકા ભગત પાસી લીજાવલા રહે તે ઉચલી લી જાવલા.

૩. દર્દી ગાભરાઇ જા ત તેલા સમજાવુલા. ઘણાં માનસાં ઝેર કરતાં પણ ગાભરાઇને મરી જાતા હાંત.

૪. પાટા બાંધી દીધા પછી તરતજ ડંસ ખોતરી કાહડુલા જેથી ઝેર એવતેવ હુઇ જા. લોહી નીઘીં જા માગુન બને તે તહે ઇસ્તોવાહાર ડાંભી દેવલા.

૫. દર્દીલા તરતજ ઉલ્ટી કરાડી ટાકુલા જરૂરી આહા, કારણ કા શરીરને અંદર ગીયેલ ઝેર જે પોટામાં (હોજરીમાં) ગેં ત તીં ઝેરી બની શરીરમાં તરતજ ફેલાઇ જાહા. તેથી દર્દીલા તાંબોક, ઘી, વગેરે પાજી વર જરાક ગરમ પાણી પાજુલા તેથી ઉલ્ટી હુઇલ.

૬. દર્દીલા ભાનમાં રાખુલા એકદમ જરૂરી આહા. નીજ લાગવી ત દર્દીલા નીજું નીં દેવલા પણ તેની નીજ ઉડી જા તીસા તમામ પ્રયત્ન કરુલા.

### ઝેરની અસર જાણુલાની રીત

૧. દર્દીલા લીમડાનાં પાનાં, મીઠ, મીરચેં, ચીભડ જીસાં કુડુ, ખારા હન તીખટ વસ્તુ ખાવલા દેવલા. જ ઝેરની અસર હવી તે બધી વસ્તુ સ્વાદ વગરની - ગોડ-લાગીલ.

૨. કરુંદીના મૂળાં થોડાંક લી તેં પાણીમાં ઘસી પાજુલા. જે ઝેરની અસર હવી તે ઉલ્ટી નીં હુયે.
૩. દીવા, માનસાં વગેરે એક કરતાં વધારે દિસત તે ઝેર ચહડનાવાં.

**સાપનાં ઝેર ઉતારી શકે તીસી વનસી**

પાન લાગનેલ દર્દીના જીવનમરણના પ્રશ્ન આહા. સાપનાં ઝેર ઉતારુલા માટે ભગતાં અનેક પ્રકારની દવા કરતાં હાંત. દરેકની પોતાની એક ગુપ્ત પદ્ધતિ રહે હે. માત્ર 'વનસી' જ કામ નીં કરે, પણ ઈ પદ્ધતિ પણ ઉપચારના એક ભાગરૂપે રહે હે. વનસી બધેજ દર્દીવર એક સરખી અસર નીં કરી શક.

સાપ કીને સમયે ચાવના - સકાળને, દોહપારને, અળચને, રાતના, ભૂખ્યા પોટીં, દર્દીનાં પોટ ભરેલ હવાં તાહાં. કિને જાગાવર સાપ ચાવના તીં પણ મહત્વના આહા-ઘરમાં, વાડામાં, જંગલ-રાનામાં, પીપળાખાલના, વાળેલ લાકુડમાના, ઝાડાને જુને થુડામાના વગેરે બાબત પણ ઝેરની અસર વર કામ કરે હે. કિની તિથિ આહા, તેની અસર પણ હુયે હે. દર્દીની હાલત પણ મહત્વની આહા. પોસાં, પોટાળી બાયકા, રોગી, કામ કરીને ભંગી રહેલ માનુષલા ઝેરની અસર ઝડપથી હુયે હે. કીના સાપ ચાવના હા, ચાવતી વખતે કીની રીતે ચાવના હા, તી વસ્તુ પણ મહત્વની આહા. સાપને વરલે જડબાવર બીલાડીના નખને જીસા ઝેરના દાંત રહે હે. ઓ દાંત પોલા રહે હે. દાંતને મૂળવર ઝેરની કોથળી રહે હે. જીસાજ સાપની ડંસ મારુલા પ્રયત્ન કેહેવા તીસાજ તેલા દુર ઝુગારી દેવામાં યે તે ડંસ મારુલાની શક્યતા વછી રહ હે. સાપ ચાવી હન ફીરવાઇ ગીયેલ કા નીહીં તીસી ગોટ પણ ભગતલોક સાંગીને વાત જાણી લેતા હાત.

(અઠે દીધેલ વનસી વાચક મિત્રોને જાણ માટે જ દીધેલ આહા. નિષ્ણાત ડોકટરની સગવડ હુયે તાંવ લગી જ યો ઉપચાર કરુલા. અનુભવી માનસા વગર સારવાર કરુલા કદી પ્રયત્ન નીં કરુલા વિનંતી આહા, કારણ દર્દીને જીવન મરણના પ્રશ્ન રહનાહા. તેની ગંભીરતા હેરી હન પોતાની વિવેકબુધ્ધીથી સમજુલા વિનંતી.)

૧. ગરવળ પાણીમાં કુટી તીં પાણી દર્દીલા પાજુલા. તેથી, દર્દીલા ઉલ્ટી હુઇલ. ઉલ્ટી વાટે ઝેર બાહેર નીઘીલ. ગરવળનાં મૂળ અથવા તેના કાંદ દર્દીને તાળવાવર ઘસુલા. (ગુરાંલા પાન લાગનાંવાં તે કાંદ તેને જીભ વર ઘસુલા.)
૨. વાળેલ કુડુ ઘોસાળાની અંદરની જાળી ભીજવી રાખી તેલા બરોબર મસળી તીં પાણી દર્દીલા પાજી દેવલા. દર્દીલા ઉલ્ટી હન ઝાડા હુઇતી. ઉલ્ટી હન ઝાડા વાટે ઝેર શરીરની બાહેર નીઘી જાવલા શક્યતા રહે હે.
૩. નવસારના ભુકા આંગાવર ઘસવામાં એહે તાહાં પરસેવા હુયે હે. પરસેવાવાટે પણ ઝેર બાહેર નીઘુલાની શક્યતા આહા.
૪. આંબાડીનાં મૂળાં કુટી હન એક ગ્લાસ પાણીમાં બોળી રાખુલા. લગભગ અડધા કલાક બોળીને તીં દર્દીલા પાજી દેવલા. એથી દર્દીલા ઉલ્ટી હુઇલ. ઉલ્ટી હુઇજા પછી નીં પાજુલા.
૫. ફોકાટાના કાંદ હન મૂળાં (કાંટોલીના વેલા જીસાંજ વેલા રહે હે તો-વાંઝુટી કાંટોલી) ઘસીને પાજવાથી ઝેર ઉતરુલા શક્યતા રહે હે.
૬. લીમડાનાં પાનાં ખાવાડુલા. જ કુડુ લાગતીલ ત ઝેર ઉતરી ગીયેલ આહા, ઉતરુલા શરૂ હુયનાં ઇસા માનુલા.
૭. રુઇનાં મૂળાં પાણીમાં ઘસી પાજવાથી ઝેર ઉતરેહે. રુઇના પાનાં રુઇને દૂધમાં (ચીકમાં)વાટી હન ગોળી બનાવી કલાકને અંતરવર એક ગોળી દેવલા.
૮. પોળશાનાં મૂળાં ઘસીને પાજુલા હન લેપ કરુલા.

૯. ટોંળબી પાણીમાં ઘસી તેના લેપ ડોળામાં આંજુલા.

૧૦. લીમડાનાં પાનાં હન રૂઇને ગાંઠની છાલ ભેગી કરી, કુટી, પાજવાથી ઝેર ઉતરેહ.

૧૧. દગડીવરની ગરવળના કાંદ દૂધમાં બાફી રાખુલા. બાફેલ કાંદ ઠંડા પાણીમાં ઘસી અરીઠાવાળા પાણી મેળવી પાજવાથી સાપના ઝેરમાં ફાયદા હુયે હે.

૧૨. જી માનુષ રોજ લીમડાનાં થોડાંથોડાં પાનાં ખા તેલા ઝેર અસર નીં કરે.

## સલામત માતૃત્વ

સમાજમાં સૌથી મહત્વનાં પાત્ર હવાં ત તી આઇસનાં. જગતના વંશવેલા વધારનાર આઇસ જ આહા. આઇસ પોસાં વાહાદવહ, તેની જીસી કાળજી તીસાં પોસાં રહતાં હાંત. અન તેથીજ આઇસ મહત્વના પાત્ર આખય જહે.

ઘરમાં પણ બાયકા મોઠે ભાગની કામગીરી કરતે હેત. બધાની સુખાકારી માટે રાતદિસ ચિંતા કરનાર આઇસ જીસે બાયકાની તમામ કાળજી લેવાં જોઇજે.

માતૃત્વ ઈ બાયકાને જીંદગીના ખૂબ જ યાદગાર અન સુંદર અનુભવ રહે હે. સુવાવડ વખતે બાયકો જીવન મરણ વચ્ચે ઝઝુમીને મગ પોસાંના જન્મ દેહે. યોગ્ય સારવાર નીં જડે તે સુવાવડ વખતે બાયકાનાં મરણ પણ હુઇ શકે હે. માનવ જીંદગી કિમતી આહા, બાયકાની -આઇસની જીંદગી તેથી પણ વધારે કિમતી આહા. કોઇનાં પણ મરણ કરુણ પ્રસંગ આહા. ઘરમાં જવાબદારી વહન કરનાર બાયકોનાં સુવાવડમાં મરણ બધાલા હચમચાવી જાહા. ઘરની મહત્વની અસામી ચાલી જાહા તીં દૂઃખ સહુ કોઇલા રહે હે.

આખે દુનિયામાં એક અંદાજ પ્રમાણે એક વરીષમાં પાંચ લાખ બાયકા સુવાવડ વખતે મરી જાતે હેત. એમાંથી મોઠા ભાગને બાયકા ગરીબ દેશના ગરીબ લોકાંમાંસુન રહેત હેત. આપલે દેશમાં જ એક અંદાજ મુજબ દર પનાસ સગર્ભા બાયકા દીઠ એક બાયકો સુવાવડ વખતે મરી જાહા. ઈ હકીકત આપાલા ચિંતા કરાડ તીસી આહા.

સુવાવડ વખતે મરણનાં એટલાં ઉંચા પ્રમાણ તપાસતાં જણાયનેલ આહા કા ઉલાં મોઠાં પ્રમાણમાં મરણ બેદરકારી હન યોગ્ય જાગૃતિના અભાવના કારણે હુયતાં હાંત. જો સમયસર સારવાર લીધેલ હવી ને યોગ્ય કાળજી રાખેલ હવી તે મોઠા ભાગના કિસ્સામાં બાયકાનાં જીવન બચી શકે હે.

આપલે થોડીક વિગતે ગોઠ કરું. સુવાવડ વખતે મરણનાં કારણ, તેના ઉપાય અન સલામત માતૃત્વ વિશે વિગતે વિચારું. સુવાવડ વખતે બાયકાનાં મરણ હુયેહ તેમાં રકતસ્ત્રાવ, પાંડુરોગ, ચેપ વગેરે મુખ્ય આહાત. તેનાં કારણોમાં

- બારીક ઉમરમાં લગીંન - લગીંન પછી તરત જ સગર્ભાવસ્થા.
- વારંવાર સગર્ભાવસ્થા- એક પોસાં આજુ તે ધાવરાં જ તાંહાજ સગર્ભાવસ્થા, દોન સગર્ભા વચ્ચે ચાર થી પાંચ વરીષનાં અંતર જરૂરી.
- નબળાઈ - અશક્તિ, અપુરતાં પોષણ.
- યોગ્ય ચોખસાઈના આભાવ
- બીનઅનુભવી સુવારીન દ્વારા સુવાવડ.

સગર્ભાવસ્થા દરમિયાન અનેક કાળજી જરૂરી આહા. મોટાભાગને કિસ્સામાં અનુભવી આઈસ-બાહાસ કાળજી લેતાં હાંત જ, પણ મુખ્ય તીન કાળજી વિશે થોડાંક ગંભિરતાથી વિચારું.

